# તરબીયતે દુઆ.

માનવંતા બોધ ગુરુ પીર સદરદીન
શીયા ઈમામી ઇસમાઇલી ખોજા-
ઓ માટે ખાસ રચેલી રોજીં-
દા બંદગી "દુઆ" અને
તેની પુરતી સમજણ
સાથે.

છપાવી પ્રગટ કરનાર,

**મુખી લાલજીભાઇ દેવરાજ.**

ધી ખોજા સિંધી પ્રીન્ટીંગ પ્રેસ.
૧૧૩ પાલખી મહોલા મુંબઇ નં૦ ૯.

આ બુક મેનેજર વલીભાઈ નાનજીએ ધી ખોજા
સીંધી પ્રીન્ટીંગ પ્રેસ ૧૧૩ પાલખી મહોલા
મુંબઇ નં૦ ૯ માં છાપી.

સન ૧૯૧૫.

કિંમત રૂ૦ ૦)

# "અર્પણ પત્રિકા."

જાહેરમાં કોમને સત્ય પંથ પર દોરવનાર, અને સત્ય પંથના દુશ્મનોની દુષ્ટ વાંચ્છનાઓને તોડી પાડનાર, કોમના ખરા ખૈર ખ્વાહ,

**મરહુમ હાસમભાઈ બોઘા માસ્તર.**

આપણા શિરતાજ હાજર ઈમામના શ્રી મુખ મુબારકમાંથી, તારા પાછળ, તારા માટે હું નીચલા શબ્દો સાંભળું છુ,

**"તે ઘણોજ સારો માણસ હતો; તેણે ધારમિક સાહસ માટે ખરેખરી લાગણીથી કોશેશ કરી છે."**

કારણ કે, તેં તારી દુનીયાની જીંદગી દરમ્યાન; લક્ષ્મિ આદી માયાને પ્રાપ્ત કરવાની ઇચ્છાઓનો ત્યાગ કરી, મહાભારત મહેનત લઇ, કોમને ઈલ્મનો અપૂર્વ લાભ આપી

એટલી બધી ઉપકારી કરી છે કે, જેના બદલામાં કોમે તારી પાછળ શું કરવું તે તેને આગળ સુઝશે.

ખરેખર ! વ્હાલા મિત્ર ! ! કોમને કેવી હાજતની જરૂર છે તે માત્ર તુંજ સમજ્યો હતો; અને તે કરવા માટે તારી ધન્યવાદ ભરેલી કોશિશને યાદ કરી, મારૂં અંતઃકરણ તારી પાછળ દ્રવે છે, અને આપણા બોધ ગુરૂ પીર શ્રી સદ્દરદીન સાહેબનો ધરમ-ની ઊનંતી કરવાનો હેતુ, તેં ખરી રીતે ગ્રહણ કરી, કોમની ધાર્મિક ઉનતી કરવા માટે તે સર્વ પ્રયાસો અસાધારણ રીતે કરેલા છે.

આવાં આવાં તારાં અનેક ઝળકતાં કાર્યો-ની યાદમાં, આ "તરબીઅતે દુઆ" નામનું લઘુ પુસ્તક તારા શાંતી પામેલા " રૂંહ "ને માન સહિત અર્પણ કરૂં છું.

લી૦

સુખી લાલજીભાઈ દેવરાજ.

# પ્રસ્તાવના.

જેમ જેમ જમાનો જતો જાય છે, તેમ તેમ ફેરફારો થયા કરે છે. આવા ફેરફારો ન થાય નો સુધારો થઈ શકતો નથી.

અમારા પ્રિય મિત્ર હાસમભાઈ બોઘા-એ અત્યંત ઝહેમતથી " તફસીરે દુઆ " અને "તઅલીમે દુઆ" એ બે અત્યંત ઉપયોગી પૂસ્તકો બહાર પાડયાં છે અને જેનો બહોળો ફેલાવો થએલ છે પણ આ બંને પૂસ્તકોનો હેતુ આપણી રોજીંદા બંદગી "દુઆં"ની પુરતી સમજણ આપવાનો હોઇ બંને જુદી જુદી બુક હોવાથી અભ્યાસીને અડચણ પડતી જોઈ તે અડચણ દુર કરવાનું અમોને વ્યાજબી લાગ્યું અને તે મુજબ આ બુક "તરબીયતે દુઆ" નામે બહાર પાડી કોમ સમક્ષ રજુ કરીએ છીએ.

આપણી પાક દુઆમાં કેવી મહત્વતા રહેલી છે. "દુઆ" યાને આપણી રોજીંદા બંદગીનો હેતુ અને તે ગુજારવાની શા માટે ફરજ છે વિગેરે ઉપયોગી બાબદો આ લઘુ પુસ્તકમાં બતાવવા અમોએ પ્રયત્ન કરેલ છે.

સ્કુલોમાં ભણતા વિદ્યાર્થીઓને આ બુક ઘણીજ ઉપયોગી છે એટલુંજ નહિ પણ સિંધી નહિ જાણનારાઓને પણ આ બુક ઘણીજ લાભ કર્તા છે કારણ કે દુઆ શીખવા ઉપ- રાંત તેની માયના અને તેને લગતી ઉપયો- ગી બાબદો સમજવાનું સાધન સાથેજ રાખેલું છે.

**મરહુમ મી० હાસમભાઈ બોઘા સાસ્તરે આપણા હાજર ઈમામ હજરત મૌલાના ધણી સલામત દાતાર સર સુલ- તાન મહમદ શાહ સામેનાં ૧૯૦૮ નાં કુટું- બ ગેર વ્યાજબી દાવા પ્રસંગે મીશનરી**

જુમાભાઈ ઈસમાઈલ કરાંચીવાળાને તરજુમો કરી આપવામાં પ્રસંગોપાત મદદ કરી કે જે તરજુમો હાઈ કોર્ટનાં બાહોશ ટ્રાન્સલેટરની બારીક તપાસમાંથી સત્તાવાર રીતે પસાર થઇ જવા પામ્યો. આવાં વિદ્વતા ભરેલાં કાર્યમાં મહેનત લેનાર મરહુમ મી. હાસમભાઈ બાબા ( ખુદા એમના રૂંહને શાંતી બક્ષો ! ) તથા મીશનરી જુમાભાઈ ઈસમાઈલ કરાંચીવાળા તથા અન્ય જે જે ગૃહસ્થોએ તેમાં ભાગ લીધો હોય અગર તેમને મદદ કરી હોય તેમનો આભાર આ પ્રસંગે માનવાને મારે ચુકવું જોઇએ નહિ.

પ્રગટ કર્તા.



## સુચના.

૧—આ બુકનાં પ્રકરણ ત્રીજાંમાં જે પ્રમાણે પાઠો ગોઠવી દુઆ લખેલ છે તે મુજબજ તેના છુટા અર્થ અને સમજુતી (ભાવાર્થ) માં સમજવું.

૨—ગુજરાતી, અરબી, ફારસી શબ્દો કચ્છી ભાષાની રુઢી મુજબ "બ" ને બદલે "ભ" "દ" ને બદલે "ધ" "ડ" ને બદલે "ઢ" વપરાએલ છે.

જેમકેઃ— (૧) રબનું રભ,

(૨) દરગાહનું ધરગાહ વિગેરે.

૩—પ્રકરણ ૪ થાંમાં છુટા અર્થો આવેલ છે તેમાં નીચેની બાબદો ધ્યાનમાં રાખવીઃ—

( ૧ ) જ્યાં જ્યાં કચ્છી ભાષાને લઇને થએલા અશુદ્ધ શબ્દો છે તે શુદ્ધ કરી અર્થ કરેલ છે.

( ૨ ) ફારસી તેમજ અરબી શબ્દોમાં બે શબ્દોને જોડવા કેટલેક ઠેકાણે હ્રસ્વઇ, એક માત્ર, હ્રસ્વઉ, તથા કાનો માત્ર વપરાય છે તેમજ ચોક્કસપણું બતાવવા ( અલ ) "લ" વપરાય છે જેનો અર્થ ઇંગ્રેજીમાં "ધિ" જેવો થાય છે આવા શબ્દો જે જે ઠેકાણે ઉડાડી નાંખેલા જણાય ત્યાં ત્યાં તે જોડવા સારૂ વપરાએલ છે એમ સમજવું.

જેમકે:- અરશલ અઝીમ –

અરશ અને અઝીમ.

---

# અનુક્રમણિકા.

# શુદ્ધિ પત્રક.

| પાના | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩ | ૧૫ | બંધ | બંદા |
| ૧૨ | ૧ | નેટલી | તેટલી |
| ૧૩ | ૧૨ | વૃતિમી | વૃતીથી |
| ૧૩ | ૧૬ | સલામતિ | મલામતિ |
| ૧૪ | ૫ | મકલુકાત | મખલુકાત [સૈયદી |
| ૪૧ | ૧ | અલાહુમા સૈયદી | અલાહુમા યા |
| ૪૧ | ૬ | લ | લા |
| ૪૫ | ૧૬ | કુલ્લે | કુલ્લો |
| ૪૬ | ૭ | પંજતક | પંજતન |
| ૪૯ | | જવાંમરદ | જવાંમરદી |
| ૮૧ | ૭ | મરળીના | મંડળીના |
| ૧૦૯ | ૫ | અમહુદો | અશહુદો |
| ૧૨૧ | | નંબર પર ધ્યાન આપી વાંચવુ | |

અમારા વાંચનારાઓને અરજ કરવાની કે ઉપલા શુદ્ધિ પત્રક પ્રમાણે પોતાનાં પુસ્તકમાં પહેલેથીજ ફેરફાર કરી લેવો, જેથી અશુદ્ધ વાંચવામાં ન આવે.

# યા અલી મદદ.

## મદદે મૌલા વ પંઝેતન પાક



## પ્રકરણ ૧ લું.

### ખાલકની ખુબી.



ચંદ્ર, તારા, પૃથ્વી, ગ્રહો વિગેરેની નિયમિત હીલચાલ પરથી વિચારવંત માણુસને તેના કર્તાનું ડહાપણ અને ખુબી સહેજમાં સમજાય છે. માણસ જાતથી લઈ પશુ, પક્ષી, અને છેક આંખથી ન દેખાય તેવાં અનેક જીવ જંતુના કર્તાએ સર્વનાં સુખ અને હર્ષ

ચાતી માટે ઘણુાજ ચોકસ અને નિયમિત નિયમો બાંધ્યા છે, કે જેથી આ સૃષ્ટિનું ચક્ર ચાલ્યું જાય છે. એ નિયમને વધારે સ્પષ્ટ રીતે કુદરત કહેવામાં આવે છે જાણ્યે અજાણ્યે ગમે તે હાલતમાં કુદરત પોતાનું કામ કરે જાય છે. બીજમાં વૃક્ષ ને વૃક્ષમાં બીજ, એ નિયમ અનંત કાળથી ચાલ્યો આવે છે. પૃથ્વી પર તેમજ સર્વ બ્રહ્માંડમાં અનેક ફેરફારો થયા કરે છે. સૂર્ય અને ચંદ્ર પોતાનું કામ નિયમિતપણે કરે છે. આ સર્વનો કર્તા યાને કુદરતનો બનાવનાર, એકજ છે જેને અનેક નામથી બોલાવવામાં આવે છે. કર્તા એટલે ખાલક અને તેની બનાવેલ ચીજો મખલુક કહેવાય છે. આપણા સુખ અર્થે તે ખાલકે અનેક જાતની વનસ્પતિ ફળ ફૂલ વિગેરે આ પૃથ્વી પર પેદા કરેલ છે. તે પણ એટલે સુધી કે વધારે જરૂરની

ચીજ વધારે જથામાં મળી શકે છે. દાખલા તરીકે આપણી હઇયાતી માટે પવન પાણીની મુખ્ય જરૂર છે, જે ફોગટ મળે છે કે જેના વગર પળ માત્ર પણ ચાલતું નથી. તેમજ ખાવા પહેરવા વિગેરેની વસ્તુ પણ પુષ્કળ જથ્થામાં પેદા થાય છે, જેનો વધારે વિચાર કરતાં તે કૃપાળુની કૃપા સહજે સમજાય છે. તે દરેકનું ભરણ પોશણ ગમે તેવી હાલતમાં કરે છે. આ સર્વ કાર્ય નિયમિત પણે બીલકુલ ગફલત વગર કરે જાય છે જે વગર આ સર્વ ખલકતની હઇયાતી સંભવેજ નહિ.

---

## બંદાની ફરજ.

પરવરદિગાર સર્વ મખલુકાતનો રબ યાને માલીક છે અને આપણે તેના બંદા

છીએ. એ મુજબ આપણી અને તેની વચ્ચે માલીક અને બંદાનું સગપણ છે. તે આપણા ઉપર રબુબીયતનો હક ધરાવે છે, તેમ બંદા પણાની ફરજ આપણા પર છે ઉપર. જણાવ્યા મુજબ તે પોતાની રબ તરીકેની ફરજ વગર ગફલતે કરે જાય છે, તેમ આપણે પણ બંદા તરીકેની ફરજ બજાવવા ગફલત ન કરવી જોઇએ એ સાબીત થાય છે. આપણી ફરજની ગફલતને સબબે તે માલિકની ઇતરાજી ઉતરે, અને તે સબબે કુદરત પોતાનું જોર કરવા ઇચ્છે, તો તેને દોષિત ગણ્યા પહેલાં પોતાની ભુલો જોવી જોઇએ અને તે સુધારવાને પોતાથી બનતો પ્રયત્ન કરવાને કોઇપણ જણે ચુકવું જોઇએ નહિ.

દરેક મનુષ્યની ફરજછે કે પોતાની બન્દા પણાની (અબુદીયતની) ફરજ દરરોજ નિયમત રીતે અદા કરવી જોઇએ, નહિ તો

તેમાં જેટલી ગફલતી તેટલી નુકશાની તેને ખમવી પડે છે.

એ મુજબ દરેક કોમના ધર્મગુરૂ પેશવા પોતાની ઉમ્મત પરની ફરજ અદા થાય એવી બંદગી ઘડી આપે છે અને તે બંદગી ગુજારવાનો યોગ્ય વખત મુકરર કરી ખુદાઈ રસ્તા ઊપર દોરે છે.

---

## રોજીંદા બંદગીની જરૂર.

બંદા તરીકેની ફરજ અદા કરવા સારી રોજીંદા બંદગીની જરૂર છે એટલુંજ નહિ પણ જીવ પટ પર ચડતો અનેક કર્મો રૂપી મેલ ધોવાને માટે પણ રોજીંદા બંદગીની જરૂર છે.

આપણો જીવ એક બગીચાનાં એક ઉત્તમ ફૂળ દાયક કોમળ છોડ જેવો છે.

જેમ છોડની હરરોજ સંભાળ રાખવામાં ન આવે, ઘાસ વિગેરે કચરો કહાડવામાં ન આવે, અગર પાણી પાવામાં ન આવે, તો તે છોડની ઉન્નતી થતી નથી, તેમ જો આપણા જીવને બંદગી રુપી જળ સીંચવામાં ન આવે, કામ, ક્રોધ, વિગેરે જેવા પંજ ભુ રુપી ઘાસ કહાડવાની સંભાળ રાખવામાં ન આવે તો તે અંતે અધોગતીને પામે છે.

મનુષ્યનો દરેક વિચાર, કૃત્ય, સંસ્કાર ઉત્પન્ન કરે છે, જેનો સંચય થયાં કરે છે, જેના ઊપર સારાં અગર નરસાં ભવિષ્યનાં નશીબનો સઘળો આધાર રહે છે. દૈવ સંસ્કાર વર્તમાન કાળમાં, અને વર્તમાન કાળના સંસ્કાર ભવિષ્ય કાળમાં, અવશ્ય ભોગવવા પડે છે.

જેમ વપરાતાં કપડા પર હરરોજ મેલ ચડે જાય છે, તેમ દરેક પળનો અવિચાર

રૂપી મેલ કપડા રૂપી જીવ પર ચડે જાય છે. એ રીતે જીવને અનેક રીતે વેઠવું પડે છે, અને અનેક અકર્મો રૂપી મેલમાં સંતાઇ રહે છે, કે જેથી પોતાને ઓળખવો પણ બહુ મુશકેલ થઇ પડે છે.

જેમ કપડાને હમેશા સાફ કરવામાં ન આવે તો વધારે મેલાં થઈ કાળાં થઇ જાય છે, તેમ આપણા જીવ સંબંધે પણ બને છે, માટે દરરોજ જીવને સાફ કરવા રોજીંદા બંદગીની ખાસ જરૂર સમજાય છે.

કેટલાક ગુનાહ ફકત તોબાહ અને શોચ કરવાથી માફ થઇ જાય છે, એમ મહાન પુરૂષોનું કહેવું છે, અને કેટલાએક ગુનાહો ધોવા માટે તોબાહ સાથે ખુદાવંદતાલાની બંદગી રૂપી સાબુની જરુર પડે છે.

માણસ ભુલોથી ભરેલો છે પાક જાત

માત્ર ખુદાની છે. માણસ સવારથી સાંજ સુધી અજાણપણે અનેક માનસિક ગુનાહો કરે છે. તે ગુનાહો માટે તો રોજીન્દા બંદગી કરી ખુદાની રહેમત માંગવાની જરૂર છે. જેમ કોઈ મકાનને સાફ સુફ રાખવામાં ન આવે તો અવાવરૂ પડી રહી ઝેરી જીવોનો વાસ થાય છે, તેમ આપણા જીવને સવાર સાંજ બંદગી રૂપી પાણીથી સાફ કરવામાં નહિ આવે તો, તેમાં કામ, ક્રોધ, મોહ જેવા મહા મત્સર પેદા થાય છે.

---

## પહેલે પગથીયે ચડયા વગર બીજે ચડાતું નથી.

ઇસ્લામમાં હિદાયત મેળવવાના ચાર તરીકા કહેલા છે.

૧ સરિયત ૨ તરીકત ૩ હકીકત ૪ મારફત

સરીયત અને તરીકત તે કર્મ યોગ જેવાં તરીકા છે. તે પૂર્ણ રીતે પાળવાથી હકીકતી પ્રાપ્ત થાય છે, અને ત્યાર બાદ મારફત સુધી પહોંચી શકાય છે.

શ્રી કૃષ્ણ પરમાત્માએ પણ ગિતામાં મુક્તિ મેળવવાના ત્રણ યોગ કહેલા છેઃ—

૧ કર્મયોગ ૨ ભક્તિયોગ ૩ જ્ઞાનયોગ

જ્ઞાનયોગ અને મુક્તિને છેટું નથી. જો માણસ જ્ઞાનયોગ સુધી પહોંચે, તો મુક્ત થઇ જાય છે. પણ તેટલી હદ સુધી પહોચ-વાને તેવા કર્મ કરવા પડે છે એકદમ જ્ઞાન-યોગ સુધી પહોંચવું બહુ મુશકીલ છે; માટે-જ કર્મયોગ વધારે ઉત્તમ કહેલ છે.

જેમ પહેલે પગથીયે ચડયા પહેલાં ત્રીજે

પગથીયે ચડવું અસંભવિત છે તેમ સરીયત ને તરીકત પાળવા વિના મારફતે પહોંચવું અઘરૂં થઈ પડે છે.

એ મુજબ દરેક ધર્મગુરુઓ પોતાની ઉમ્મતને પહેલા પગથીયારૂપી બંદગી વિગેરે ચોકસ નિયમો બાંધી આપે છે. જેમ અભિયાસી પહેલાં દરેક ધોરણના વિષયો પૂર્ણ રીતે સમજી યાદ કરી, પરિક્ષામાં પાસ થઈ આગળ ચાલી શકે છે, આગળ વધ્યા પછી પણ તે કરેલા કર્મો યાદ રાખવા જોઈએ છે, તેમ મારફત સુધી પહોંચવા તેમજ પહોંચેલાને પણ નીચેનાં ધોરણ પાળવા આવશ્યક છે. જો નિયમિત અને પૂર્ણ કાળજીથી મહેનત લઇ પૂર્ણ રીતે પાળવામાં આવે તો પોતાની મકસદને જલદી પહોંચી શકાય છે.

દરેક કોમની માફક આપણને પણ આપણા બોધગુરૂ પીર સદરદીને મહાન

જહેમત ઊપાડી રોજીંદા બંદગી ઘડી આપી છે, જે આપણે હમેશા વખતસર ગુજારવી જોઇએ.

એ મુજબ આપણે જોયું કે રોજીંદા બંદગી બજાવવાની ફરજ ત્રણ કારણસર દરેક પર આવી પડે છે.

(૧) પોતાની બંદાપણાની ખુદા પ્રત્યેની ફરજ અદા કરવા માટે.

(૨) જીવને દરરોજ તે પર ચડે જતા ગુનાહો રૂપી મેલથી સાફ રાખવા તેમજ અગાઊ થઇ ગયેલા ગુનાહો ધોવા માટે.

(૩) છેવટનો મકસદ એટલે મારફત સુધી પહોંચવા પહેલું પગથીયું અગર ધોરણ ચડવા માટે.

એ મૂજબ ત્રણ કારણસર દરેક ઊપર નિત્ય નિયમિત બંદગીની ખાસ જરુર છે.

જેની જેટલી ગફ્લત તેટલી નુકશાની જીવને પહોંચાડવામાં આવે છે તે નક્કી વાત છે.

---

# પ્રકરણ ૨ જું.

---

## શીયઃ ઈમામી ઈસમાઈલી દુઆ અને તેની ખુબીઓ

### રોજીંદા બંદગીમાં સમાએલા હેતુ.

---

એ મુજબ રોજીન્દા બંદગીની જરૂર જોયા પછી તેમાં શું શું હેતુ સમાયેલા હોવા જોઈએ તે તરફ નજર કરીયે.

(૧) ખુદાવંદતાલા આપણા સર્વનો રબ યાને માલિક છે આપણને સર્વ ચિજો આપે છે આ સર્વ અહેસાનના બદલામાં આપણે તેની દરરોજ નિયમિત રીતે બંદગી કરવી જોઈએ.

(૨) દરેક જીવ પામરછે દરરોજ હજારો ગુનાહને પાત્ર છે માટે તે ગુનાહો માટે માફી ચાહી, તોબાહ કરી, ખુદા પ્રત્યે પોતાની તાબેદારી બતાવવી જોઈએ કે જેથી જીવ પર ચડે જતા ગુનાહો રૂપી મેલ દુર થાય.

(૩) આ સર્વ આપણને સુચવનાર નેકીના રસ્તા પર દોરનાર ને નિષ્કામ વૃતિથી અનિતીના રસ્તા પરથી દુર રાખવા સંભાળ રાખનાર આપણા નાહબર યાને ધર્મના પેશવા તરફ વફાદારી બતાવવી જોઈએ.

(૪) હજારો સલામતીથી દુર રાખવા, અને તેનાથી બચવા અનેક જન્મનાં પાપ રૂપી

મેલ દુર કરવા, ભવિષ્યના ગુનાહથી દુર રહે-વા, ગીરીયા ઝારીથી પોતાં ઉપર ખુદાની રહેમત માંગવી.

(૫) એ ઉપરાંત દરેકની ફરજછે કે ખુદા-ની મકલુકાતરાજા, પ્રજા, સારો નરસો સર્વ-ના હકમાં નેક દુઆ ગુજારવી અને તેઓનું ભલું થાય એવી દુઆ માંગવી.

જે બંદગીમાં ઉપલા પાંચે મુદ્દા સમા-ચેલા હોય, તેજ ખરી અને સર્વથી શ્રેષ્ઠ પ્રાર્થના કહી શકાય.

દરેક કોમનો પેશવા પોતાની ઉમ્મત માટે નિત્ય પ્રાર્થના તરીકે, અમુક બંદગી રચી આપી, તે ગુજારવા ભલામણ કરી, સત્ય-ના રસ્તા પર દોરે છે. એ મુજબ નિમાઝ, સન્ધ્યા, પ્રેયર વિગેરે નામોથી રોજીન્દા બંદ-ગી ભાષા અને રૂઢી મુજબ કહેવામાં આવે

છે. એ મુજબ આપણુને પણ આપણા મહાન ગુરૂ પીર સદરદીને અથાગ મહેનત લઇ, યોગ્ય ભાષામાં ઉપરના પાંચે મુદ્દા પૂર્ણ રીતે સમાવેશ કરી અરબી અને ફારસી બોલોથી શણગારી નિત્ય નિયમિત બંદગી રચી આપી છે. જેને "દુઆ" કહેવામાં આવે છે.

---

## દુઆનો વખત.

બંદગીનો વખત એવો રાખવામાં આવ્યો છે કે જે વખતે દુનિયાદારી, વિગેરેની ખટપટ નડવાનો સંભવ રહેતો નથી, ને માણસ ધારે તો પોતાનું મન તે વખતે શાન્ત રાખી શકે છે. દુઆના ત્રણ વખત નિમેલા છે, તે માટે આપણા મુરશીદે આપણુને જ્ઞાનેશરીફમાં કહેલ છે કે:—

## (૧) સાંજી દુઆ.

જીરેભાઇ! સંજ્યા વેળા મત કોઇ ચુકો,
એ છે ગુરની એંધાણીજી,
એ વેળા તમને દીધી,
કીધી તે દીનની બારી.—હરી

સંજ્યા વેળા એટલે સુર્ય અસ્ત પામવા પછી તુરત આ દુઆ પડાવવામાં આવે છે. એ મુજબ આખા દિવસમાં થયેલ અનેક સંતાપોને ટાળવા, શાન્તિથી ખાલિકની રહેમત માંગી, માફી ચહાવાનો આ વખત અનુકુળ છે.

(૨) બીજો વખત સુમણીની દુઆ તે વિષે આપણા સુરશીદે આપણને જ્ઞાને શરીફમાં ફરમાવેલ છે કેઃ—

જીરેભાઇ! બીજી વેળા એહીજ જાણો,
રાત ઘડી છ ગઇ જાણોજી;

તે તો બારી દરગા તણી,
ગુરથી થાઓ હુશીયાર-હરી.

એ મુજબ બીજી વખતની દુઆનો વખત સુર્ય આથમ્યા પછી બીજા પહોરની અંદરનો કહેવાય છે. આ બંદગીથી રાત્રીમાં ભ્રમિત મનથી બચવા અને નિતીના રસ્તા પર રાખવા મદદ કરે છે.

(૩) સુબુહ સાદીકનો વખત ઘણોજ ઊત્તમ અને અમુલ્ય છે. બંદગી કરવા આ વખત સર્વથી શ્રેષ્ઠ છે કારણ કે આ વખતે મન શાંત અને શરીર તાજું થએલ હોય છે. આ વખતની બંદગી જલદી અસર કરી શકે છે.

આ વખત માટે આપણા મુરશીદ આપણને ગીનાને ચરીકમાં ફરમાવેલ છે કે:-

ગીરેભાઇ ! ત્રીજી વેળા સંજ્યા પાછલી જાણો
ખટ ઘડી પરમાણોજી;
એ બારી સરગની ભણીએ,
લેવે ગુર નરને હાથ-હરી

એ મૂજબ આ બંદગી સવારમાં એટલે રાત્રીના છેલ્લા પહોરમાં એટલે સુર્ય ઉગમ્યા અગાઉ પડવામાં આવે છે.

આખો દિવસ સારો ગુજારવા રોજીમાં બરકત માંગવા, અને જીવને શાંત કરવા આ બંદગી અસરકારક રીતે કામ કરે છે.

---

## સર્વોત્તમ બંદગી [દુઆ]

આપણે જોયું કે જે બંદગીમાં ઉપરના પાંચે મુદ્દાઓ બરાબર અમલમાં આવતા

હોય, તેજ બંદગી સર્વોત્તમ બંદગી ગણાય છે, પીર સદરદ્દીનની રચેલી દુઆમાં ઊપરના પાંચે મુદ્દા બરાબર અમલમાં આવે છે માટે દુઆ ઊંચો દરજ્જો ભોગવે છે.

પાંચે મુદ્દાનો યોગ્ય સમાવેશ જોઇ તેમજ તે ગુજારવાના યોગ્ય સમય તરફ નજર કરતાં નિઃષ્પક્ષપાતપણે તપાસનારને "દુઆ" શહેનશાહી દરજ્જો ભોગવતી જણાયા વગર રહેશે નહિ.

શીયા ઈમામી ઈસમાઈલી મજહબની ઉંડી ફીલસુફી આપણને એમ સમજાવે છે, કે આખા બ્રહ્માન્ડમાં ખુદાવન્દતાલાની જાત પ્રસરેલી છે. અને તેના મધ્ય બિન્દુ તરીકે તે નુર આ દુનિયામાં જમાનાના ઈમામ એટલે હાજર ઈમામમાં જલવાગર છે તે જહુરાને "ઈમામ" કહીએ છીએ, તે આપણા જીવની

હિદાયત કરનાર હાદિયુલ મેહદી છે ને આપ-ણા પર હુકમી સત્તા ધરાવનાર સાહેબુલ અમર છે.

હાલના આપણા ૪૮ મા ઈમામ મઉ-લાના સુલતાન મહમદ શાહ હાદિયુલ મહે-દી સાહેબુઝ અમરનાં સ્થુળ શરીરમાં તે નુર જલવાગર છે, જે આપણો રાહબર અને પેશવા છે અને તેના વસીલાને લીધે આપ-ણી દુઆ: કબુલ થાય છે.

---

## દુઆના પાંચે મુદા બર લાવતા પાઠો.

(૧) ખુદાતાલાની તારીફ અને બુઝુરગી:—

આપણી દુઆમાં "સચ્ચો વચન સુબ-હાન અલ્લા"નો પાઠ તથા "લા ઇલા ઇલ

અલાહ હુલ હૈયુલ કૈયુમ" વિગેરે પાઠોથી પૂર્ણ રીતે બજાવાય છે.

(૨) બન્દાના ગુનાહ માટે તોબાહ કરવા અને માફી માંગવા અને તાબેદારી બતાવવા:—

"તોબો તોબો તકસીર દાર" તેમજ
"ઇની કુન્તો મીનઝ ઝાલે મીન."
વિગેરે પાઠો ઘણીજ સરસ રીતે અને અસરકારક રીતે કામ બજાવે છે.

૩ ધર્મના પેશવા તરફ વફાદારી બતાવવા, પાઠનું અર્પણ અને દરેક સુજીદો પોતાના મુરશીદ હાજર ઇમામ તરફની વફાદારી સામાન્ય રીતે બતાવે છે. આપણા દીનના વલી હાકમ. આપણા સરતાજ હાજર ઇમામ સાહેબુલ અમર ને દુઆમાં "કુલ પીરેનો પીર" વગેરે બોલોથી સંબોધવામાં આવેછે.

તે આપણો તેઓ પ્રત્યેનો અચળ અને ઈશ્વરી ભકિતભાવ દેખાડે છે, આ રીતે આ મુદ્દો બરાબર અમલમાં આવે છે.

(૪) પોતા પર રહેમત માંગવા:—

પંજપાટીની દુઆ ઘણીજ ગીરીયાઝારીથી પડાય છે.

(૫) સર્વ તરફ નેક દુઆ ગુજારવા ખુદાની રહેમત માંગવા:—

યા શાહ ફજલ વ રહેમત કરીએ,
યા શાહ પીર વકીલ જુમલે જમાઅત,
દુઆ નીયત ખએર,
મોટો સીજદો,

વિગેરે ઘણાજ ઉત્તમ પાઠો બજાવે છે મનુષ્ય ધર્મ તરીકેની આ ફરજ આ પ્રમાણે અદા થાય છે.

# પાકીઝગી અને વઝુ

કોઈ દુનીયાના રાજા પાસે અરજ ગુજારનારને કેટલીએક રીતે સાવચેત રહેવું પડે છે. કપડાં સાફ રાખવા પડે છે. શરીરે સ્વચ્છ થઇ જવું પડે છે. ત્યારે ખુદાવંદતાલા કે જે શહેનશાહનો શહેનશાહ છે. તેની પાસે અરજ પહોંચાડવા કેટલી સાવચેતી રાખવી જોઇએ ? બંદગી ગુજારવા જમાતખાના એટલે બંદગી કરવાની જગ્યામાં પગ મુકવા પહેલાં શરીર અને કપડાં સાફ છે કે નહિ તેની સંભાળ રાખવી જોઇએ અને સાફ અને પાક થઈ જવું જોઇએ. જમાઅતખાનામાં દાખલ થયા પહેલાં હાથ, પગ, મ્હોં સારી રીતે સાફ કરી વઝુ કરી જવું જોઇએ. નાપાકીથી હમેશા દુર રહેવું જોઇએ. નાપાકીથી શરીરમાં રોગ થાય છે અને તેથી કરીને મન વશ રહી શકતું નથી અને બંદ-

ગી બરાબર થઈ શકતી નથી એ માટે આપણા મુરશિદે ઝાને શરીફમાં કહેલછે કે:—

નાતે ધોતે ન હોવે જોગી,
ન ધોવે તો હોવે રોગી;
પડે પીંડ ને વાધે રોગ,
અયસા બંદા શાહકું ન પાવે.

---

## બંદગી ગુજારવાનું સ્થળ.

આપણે ઊપર જોઈ ગયા કે ઊત્તમ બંદગી મકબુલ કરાવવા તન અને મન શાંત રહી શકે, તેવા વખતની અને પાકીઝગીની જરૂર છે. તેમજ તેવા સ્થળની પણ જરૂર જણાય છે. હિંદુ લોકો મંદિર કે દહેરાંમાં ક્રિશ્ચીયન લોકો દેવળમાં, અને આપણા

લોકો જમાઅતખાનામાં બંદગી ગુજારે છે. બંદગી કરવાનું સ્થળ અલાહિદુ રાખવાથી બંદગી ગુજારવાનું વધારે સરળ પડે છે. આવી પાક જગ્યાના સંયોગથી અવિચાર દુર ખસે છે. મન શાંત રહી શકે છે. અને શરીર પરનો એક તરેહનો બોજો ઓછો થયેલો જણાય છે. દુનિયાની વ્યાધિ દુર થયેલી જણાય છે. આ મુજબ બંદગી ગૂજારવાનો રસ્તો સાફ અને સરળ થઈ જાય છે.



## ગત જમાત સાથે બંદગી ગુજારવી.

આજનો સુધરતો જમાનો વીલ પાવર-ની શકિત ખરી છે તે કબુલ કરે છે. માણુ-સમાં વીલ પાવર કેટલો છે તે અમેરીકાના વિદ્વાનોએ તપાસ કર્યા પછી હવે કબુલ કરે

છે. આજનાં જમાનાનાં વીલ પાવરનાં અખ-
તરા જોનારને આ બાબતની વધારે સમજણ
પડશે. એક મણુસનો વીલ પાવર જે કામ
કરે તે કરતાં વધારે જથામાં ભેગા માણુસો-
નો વીલ પાવર કેટલી શકિત ધરાવે તે આ
ઉપરથી સમજવું સ્હેલ છે. ઈસ્માઈલી ધર્મ
પુસ્તકોમાં આ વીલ પાવરની અજબ શકિત
ઘણી જગોએ જોવામાં આવે છે. દાખલા
તરીકે સતાડા નાંખી એક નેક મુરાદ કેમ
પાર પાડવી વગેરે. આ સર્વ એક દીલથી
બને છે, એ આજના સુધરેલા જમાનાના વીલ
પાવરના અખતરા સાબીતી આપે છે.

આ ઉપરથી સમજાય છે કે એક જણુ
એકલો દુઆ ગુજારે તેના કરતાં ગત જમા-
ત સાથે દુઆ ગુજારવામાં આવે તો બહુ
અસર કરે છે; તે માટેજ ગત જમાત સાથે

દુઆ ગુજારનારને સર્વનો હિસ્સો મળે છે અને બડા પુન્ય હાંસિલ થાય છે, એ ખરૂં છે.

કદાચ ગત જમાત સાથે દુઆ ગુજારવાનું બની શકે એમ ન હોય તો પણ ગમે તેવી હાલતમાં ગમે તેવી રીતે નીયમસર ને વખતસર દુઆ ગુજારવાનું હરેક ઇમામી ઇસમાઇલી પર ફરજ છે બીમારી જેવી લાચાર હાલતમાં પણ પોતાની ફરજ અદા કરવા ચુકવું નહિ. તેવા વખતે પીરશાહ એટલે નબી મહમદ મુસ્તફા .અને હજરત મૌલા મુરતજા અલીની બાર તસબી કાઢવી, અગર મોઢે યાદ કરવી. જેથી પણ બંદા પરની બંદગીની ફરજ અદા થાય છે.

---

# પ્રકરણ ૩ જું.

માનવંતા બોધ ગુરૂ પીર સદરદીન
સાહેબે રચેલી.

## અસલ દુઆ

## યા અલી મદદ
## પાઠ પહેલો તથા બીજો



( ૧ )

દોઆ પડો. દોઆ પડો. દોઆ પડો. અલ્લાહુ મરેહેઆ હક નામ ગીનો. મોલા અલી ઇમાન સાંજાએ દીનેયાં. દોઆ સાંજી

અજી વેનતી, ખીસે અમર પુઠીઆ. શાહા તોજે ધરગાહમે કબુલ કર, મોલાના આગા સુલતાન મહમદ શાહ દાતાર.

==સીજધો દીજે==

અગર સોમણીજી ધોઆ હોય ત (સાંજી સોમણીજી વેનતી ચોજે) અને અગર સુબુહજી ધોઆ હોય, ત (સાંજી, સોમણી, સુબુહજી વેનતી ચોજે. )

( ૨ )

તે કના પોએ "તસબીહ" કઢી,

==સીજધો દીઆણું==

# પાઠ ત્રીજો

તોબો તોબો તકસીરવાર, બંધો સર તા પા ગુનેહગાર, યા શાહ, તું બક્ષીએ બક્ષણહાર. પીર થા ધોઆ પરે [illegible] વેનતી કરે સચ્ચો શાહા થા કબુલ કરે ફરમાન શાહ, પીરજો વચન==

એતરો ચઈને, તસબી પટ તે રખી હીઅ પડણું==

સચો વચન, સુબહાનલ્લાહ, શુકરન લીલ્લાહ, વલ હમ્દો લીલ્લાહ, વ [illegible] લા-હા ઇલલ્લાહ, અલ્લાહો અકબર, [illegible] હોલ વ લા કુવ્વત ઇલ્લા બીલ્લા હિ [illegible] અઝીમ, રહીમ, કરીમ, કરીમ, [illegible], મુઝરક, પાક પરવરદીગાર, [illegible] ઘેસ માનખા વેસ, ખંદ એરાક, [illegible]

અડતાલીી ઈમામ, દસમુ નકલંકી અવતાર મોલાના આગા સુલતાન મહમદ શાહ દાતાર.

=સીજધો દીજે=

---

## પાઠ ૪ થો

પોએ "હક યા શાહા" ચઈને વિશનાપુરી અને શાહાજી પુઠીયું પડજે.

## વિશનાપુરી

ત્રણ કરણુ મધે સામીજીના અવતાર
પાત્ર પરત્વરતંતે
શ્રી અહુંણાદ (૧) અહુંણાદથી અલખ (૨) અલખથી નામનીજ (૩) નામનીજથી અનીજ (૪)

અનીલથી સુન (૫) સુનથી સાન (૬)
સાનથી નાન (૭) નાનથી ગીનાન (૮)
ગીનાનથી નુર (૯) નુરથી તેજ (૧૦)
તેજથી જળ (૧૧) જળથી કમળ (૧૨)
કમળથી અધબુધ (૧૩) અધબુધથી જાગ
(૧૪) જાગથી તંતવ (૧૫) તંતવથી પ્રેમ
તંતવ (૧૬)
પ્રેમ તંતવથી આદ પુરષ (૧૭)

આદ પુરષ નાભ ચકરથી ભયો બ્રહ્મા.
શ્રી અહુંણાદ આદ, અવિગત આદ,
શ્રી હુવ (૧) કવ (૨) ધરમ (૩) કેશવ (૪)
તવણાદ (૫) ઉતરા (૬) હરીતક (૭)
પરૂરવા (૮) અંત અતીત (૯)
પ્રેમરૂખ (૧૦)

વંશ શ્રી મછ (૧)
શ્રી મછ તાં મનાઈક (૧) અજમેર (૨)

અગરસેન (૩) એછાઉત (૪) ભરેસપત (૫) અસુઅમિતર (૬) પઉતર (૭) પડવીર (૮) વંશ શ્રી કોરભ (૨)

શ્રી કોરભ તાં ભિસરીચાત (૯) દિર્ખાવાત (૧૦) પ્રજાપત (૧૧) અગરસેન (૧૨) કદિમ (૧૩) દોએલ (૧૪) વંશ શ્રી વાગ (૩)

શ્રી વાગ તાં કેશાવ (૧૫) ખત્રીવશ (૧૬) અસાવ (૧૭) ઉનસ (૧૮) ખલીકૃત (૧૯) ગોતમ (૨૦) અંત: (૨૧) હુરીતક (૨૨) વંશ શ્રી નરસી (૪)

શ્રી નરસિંહ તા મનાએક (૨૩) કુઉઅક (૨૪) રેપક (૨૫) કેશાવઠણ (૨૬) કેશાવરૂખ (૨૭) વંશ શ્રીં વાએમણ (૫)

શ્રી વાએમણ તાં માનધાતા (૨૮) પ્રથમીજએ (૨૯) એશારીન (૩૦) જવલગાન

(૩૧) વંશ શ્રી ફુડસીરામઃ (૬)

શ્રી ફુડસીરામ તાં રૂગ (૩૨) જુગ (૩૩) જુજેઆત (૩૪) કુંભ (૩૫) અલીફ (૩૬) અજેપાળ (૩૭) દશરથ (૩૮)

વંશ શ્રી રામ (૭)

શ્રી રામ તાં પદમ (૩૯) જશાવઠણુ (૪૦) વીરપાર (૪૧) વાસુદેવ (૪૨)

વંશ શ્રી કરસનજી કાન (૮)

શ્રી કાન તાં પરિખત (૪૩) જનમેજ્ય (૪૪) સેસાનંદ (૪૫) સતાનંદ (૪૬) સ્વરસ્થાન (૪૭) બુધસ્થાન (૪૮) વીણુ વછરાજ (૪૯) વંશ શ્રી બુધ (૯)

શ્રી બુધ તાં શીશ (૫૦) સામ (૫૧) સલામ (૫૨) મલકાન (૫૩) એસાલામ (૫૪) હારૂન (૫૫) સમઉન સફા (૫૬) અહનાન (૫૭) માઅદ (૫૮) નીઝાર

(૫૯) મુદ્દર (૬૦) એલીઆસ (૬૧) મુધરક (૬૨) ખુઝેમા (૬૩) કિનાના (૬૪) નઝર (૬૫) માલેક (૬૬) ફેહર (૬૭) ગાલેબ (૬૮) લુવે (૬૯) કઅબ (૭૦) મુરે (૭૧) કીલાબ (૭૨) કુસે (૭૩) અબ્દુલ મુનાફ (૭૪) અબુ હાસમ (૭૫) અબ્દુલ મુતલબ (૭૬) અબુ તાલેબ વલી (૭૭)

૯ શ્રી શાહ મોલા મુરતજાઅલી (૧૦)

## શાહજી પુઠીઊ

### ==વચન અબુ તાલબ વલી==

૧ હક મોલાના શાહા અલી

૨ હક મોલાના શાહા હુસેન

૩ હક મોલાના શાહ જએનુલ આબદીન

૪ હક મોલાના શાહ મહંમદ બાકર

૫ હક મોલાના શાહ જાફર સાદક
૬ હક મો૦ શાહ ઇસમાઇલ
૭ હક મો૦ શાહ મહમદ બીન
શાહ ઇસમાઇલ
૮ હક મો૦ શાહ વફી અહમદ
૯ હક મો૦ શાહ તકી મહમદ
૧૦ હક મો૦ શાહ રઝી અબદલ્લાહ
૧૧ હક મો૦ શાહ મેહદી મહમદ
૧૨ હક મો૦ શાહ કાએમ
૧૩ હક મો૦ શાહ મનસુર
૧૪ હક મો૦ શાહ મોએજ
૧૫ હક મો૦ શાહ અઝીઝ
૧૬ હક મો૦ શાહ હાકમ અબુઅલી
૧૭ હક મો૦ શાહ જાહેર અલી
૧૮ હક મો૦ શાહ મુસ્તનસિર બિલાહ
૧૯ હક મો૦ શાહ નીઝાર
૨૦ હક મો૦ શાહ હાદી

૨૧ હુક મોલાના શાહ મોહતદી
૨૨ હુક મો૦ શાહ કાહેર
૨૩ હુક મો૦ શાહ અલા જીકરીયા સલામ
૨૪ હુક મો૦ શાહ અલા મહુમદ
૨૫ હુક મો૦ શાહ ખુદ જલાલુદીન હુસન
૨૬ હુક મો૦ શાહ અલલાઉદ્દિન મહુમદ
૨૭ હુક મો૦ શાહ રૂકનુદ્દિન ખુરશાહ
૨૮ હુક મો૦ શાહ શમસદ્દીન મહુમદ
૨૯ હુક મો૦ શાહ કાશમશાહ
૩૦ હુક મો૦ શાહ ઇસલામશાહ
૩૧ હુક મો૦ શાહ મહુમદ બીન
ઇસલામશાહ
૩૨ હુક મો૦ શાહ મુસ્તનસિર બિલાહ
૩૩ હુક મો૦ શાહ અબ્દસ સલામ
૩૪ હુક મો૦ શાહ ગરીબ મીરઝા
૩૫ હુક મો૦ શાહ ભુધર અલી
૩૬ હુક મો૦ શાહ મુરાદ મીરઝા

૩૭ હુક મો૦ શાહ ઝુલફીકાર અલી
૩૮ હુક મો૦ શાહ નુરદ્દીન અલી
૩૯ હુક મો૦ શાહ સયદ ખલીલ્લાહ અલી
૪૦ હુક મો૦ શાહ નીઝાર
૪૧ હુક મો૦ શાહ સયદઅલી
૪૨ હુક મો૦ શાહ હુસનઅલી
૪૩ હુક મો૦ શાહ કાસમઅલી
૪૪ હુક મો૦ શાહ અબુલ હસનઅલી
૪૫ હુક મો૦ શાહ ખલીલ્લા અલી
૪૬ હુક મો૦ શાહ હુસનઅલી
૪૭ હુક મો૦ શાહ આગા અલીશાહ દાતાર
૪૮ હુક મો૦ શાહ આગા સુલતાન મહમદશાહ દાતાર

હાજર જામેજો ધણી, વારેકેરો પુરખ સરેવો, ઇમામ હાદીઉલ મેહદી, સાહેબલ અમર, આગા સુલતાન મહમદ શાહ

દાતાર, અણું'ત કરોડીઉ' તારણહાર, હાજર જોમેજો ધણી, ખીસે અમર પુઠી-આ, શાહ, તોજે ધરગાહમેં કબુલ કર, મોલાના આગા સુલતાન મહમદ શાહ દાતાર.==

==સીજધો દીજે==

---

## પાઠ પાંચમો તથા છઠો

## [૫]

## પંજપાટી

### અલી અલ્લાહ

અલ્લાહુમા, યા મોલાના, અંતસ સલામ, વ મિનકસ સલામ, વ ઇલૈકા યરજઉસ સલામ, વ અલૈકા અલ્ફૂસ

સલામ, હૈયેના રબના બિસ સલામ, વ અદખિલના દારસ સલામ, તબારકતા રબના વ તાલૈતા, યા ઝુલ જલાલ વલ ઇકરામ.

==એતરો સભની પાટમેં પડજે==

"એ ફઝલેકા, રહમત બિકુન"
યા મોલાના — ૨

લુત્ફે વ કરમ કુન"
યા મોલાના — ૩

"લા હોલ વ લા કુવ્વત ઇલ્લા બિકા"
યા મોલાના — ૪

ઝુદ ઝુદ, બ ફિરીયાદ બોરસ"
યા મોલાના — ૫

## વેલ પંજપાટીજી :

અલ્લાહુમા, સૈયદી, મીનકા મદદી, વ અલૈકા મોઅતમદી, ઇયાકા નઅબુદો, વ ઈયાકા નસ્તઇન, યા અબલગોસ, અગિસની યા અલી અદરિકની, બે લુત્ફે-કલ ખફી, સવાબી, રહેમતી, મરહેમતી સચ્ચા મહમદ અરબી, અલી મહમદ યક ખુદા, હક શનાસ, દર્દે બલા લા ઈલાહા ઇલલ્લાહ; મહમદ રસુલલ્લાહ, અમીરલમોઅમીનીન અલી સહી અલ્લાહ હસ્બો નલ્લાહ, વ નિયમલ વકીલ, વ નિયમલ મોલા, વ નિયમલ નસીર, ગુફ્રાનકા રબના, વ ઇલૈકલ મસીર પંજ પાટીજી વેનતી, ખીસે અમર પુઠીઆ, શાહ તોજે ધરગાહમેં કબુલ કર, મોલાના આગા સુલતાન મહમદ શાહ દાતાર.

==સીજધો દીજે==

(૬)

પોએ "શાહ દીદાર" જો પંજો દઇ

==સીજધો દીજે==

પોએ તસબી કઢી હી પડણું

## પાઠ સાતમો

અલી અલ્લાહ, યા શાહ, રાહીએ, દરગાહીએ, ઇશ્ક ધારીએ, પંજેભાઇએં ખે તુસી તોજો દિદાર દીએ. ખીસે અમર પુઠીઆ, શાહ તોજે દરગાહમેં કબુલ કર મોલાના આગા સુલતાન મહમદ શાહ દાતાર.

==સીજધો દીજે==

પોએ હી પડણું

# પાઠ ૮ મો

અલી અલ્લાહ, યા શાહ, ફઝલ વ રહેમત કરીએ. કુલ ભલાઇ ધણી કરીએ જીઅરેંખે જોત ડીએ, માએંખે મોખ ડીએ જનંજા પીંઠ ભગે, તીનીજા જીવ સુથાએ કરીએ, ખએર પેદા કરીએ, શર ધણી કરીએ, તોજો ધીધાર નશીબ કરીએ બરકત ધુઆ સાંજીઅજી વેનતી, ખીસે અમર પુઠીઆ, શાહ, તોજે દરગાહમેં, કબુલ કર, મોલાના આગા સુલતાન મહમદ શાહ દાતાર

## ==સીજધો ડીજે==

સીજધેમેં હીઅ પડણું

યા શાહ, પીર, વકીલ, જુમલો જમાત માદર, પીદર, ભેણ, ખીશાંધર જીંદેહ ઝુર-

કહુ, બંદે આરતા યા ગુનેહગાર, યા શાહ
તું બક્ષીએ બક્ષણુહાર.

---

## પાઠ ૯ મો

બિસ્મિલા હિર રહમા નિર રહીમ

લા ઇલાહા ઇલલ્લા હુલ હૈયુલ કઇયુમ
લા ઇલાહા ઇલલ્લાહ, હુલ મલકુલ હકકુલ
મુબીન
લા ઇલાહા ઇલલ્લાહ, હુલ મલકુલ હકકુલ
યકીન
લા ઇલાહા ઇલલ્લાહ, હુલ માલેકે યોમિદ
દીન
લા ઇલાહા ઇલલ્લાહ, હુલ અલીયુલ
અઝીમ

લા ઈલાહા ઇલલ્લાહુ, હુલ હલીમુલ કરીમ લા ઇલાહા ઈલલ્લાહો. રબ્બે સમાવાતે સબ્અ વ રબ્બે અરઝીન સબ્અ, વ મા ફી હિન્ના વ મા બૈન હુન્ના, વ રબિલ અરશીલ અઝીમ લા ઇલાહા ઈલલ્લાહુ, મહમદ રસુલલ્લાહ વ અમીરલ મોઅ-મીનીન અલી સફી અલ્લાહ હક્કન હક્કા અસ્તગ ફિરૂલ્લાહ હીલ અઝીમે વ બે હમ્દ-હી અસ્તગ ફિરૂલ્લાહ રબિ વ અતુબો ઇલૈહી લા ઇલાહા ઈલલ્લાહ અંતા સુબહાનકા ઇન્ની કુંતો મીનઝ ઝાલેમીન લા ફતા ઈલ્લા અલી લા સૈફ ઇલ્લા ઝુલફિકાર.

## નાદે અલી

નાદે અલીયન, મઝહરલ અજાએબ તજિદહુ ઐાનન લકા, ફીન નવાએબ કુલ્લે હમ્મીન, વ ગમ્મીન સયંજલી, બ

વિલાયતેકા યા અલીયો, યા અલીયો,
યા અલી==

==હુકારો વીજજે==

પોએ પંજતન પાકેજી ધોઆ દીજે
(અગર. ધોઆ સુભુહજી હોય ત, પેરી,
સુભુહ સાધકજી તસબી કઢી, સીજધો ડઈ,
પોએ પંજતક પાકેજી ધોઆ દીજે)

---

## પાઠ ૧૦ મો

## દુઆ પંજતન પાકેજી

**હજરત નબી મહમંદ મુસ્તફા સલ-
લ્લાહો અલૈહી વ સલમ, હજરત મોલા
મુરતઝાઅલી, બીબી ફાતમત ઝોહરા
રઝી અલ્લાહુ તઆલા, હજરત ઇમામ**

હસન, હજરત ઇમામ હુસેન પંજતન પાકેજી ધોઆજી વેનતી, ખીસે અમર પુઠીઆ, શાહ, તોજે ધરગાહમેં કબુલ કર મોલાના આગા સુલતાન મહુમદ શાહ દાતાર.

==સીજધો દીજે==

પોએ ધોઆ ગત પીરેખે દીણી, તેમેં પીરેજીઉં પુઠીઊં પડણીઊં

---

## પાઠ ૧૧ મો

## પીરેજીઉં પુઠીઉ

૧ પીર અવ્વલ નબી મહુમદ મુસ્તફા
સલ્લલાહો અલૈહી વ સલમ
૨ પીર ઇમામ હુસન

૩ પીર કાસમશાહ
૪ પીર જાફર શાહ
૫ પીર જએનુલ આબેદીન
૬ પીર અમીર આહમદ
૭ પીર સતગુર નુર
૮ પીર ઇંદ્ર શમામદીન
૯ પીર મહમદ મનસુર
૧૦ પીર ગાલબદિન
૧૧ પીર અબ્દલ મજીદ
૧૨ પીર મુસ્તનસિર બિલાહ
૧૩ પીર અહમદ હાદિ
૧૪ પીર હાશમ શાહ
૧૫ પીર મહમદ શાહ
૧૬ પીર માહામુદ શાહ
૧૭ પીર મોહોબદિન
૧૮ પીર ખાલકદીન
૧૯ પીર અબદલ મોમનીન

૨૦ પીર ઇસલામદીન
૨૧ પીર સોલેહદીન
૨૨ પીર સલાહદીન
૨૩ પીર શમસદીન
૨૪ પીર નસીરદીન
૨૫ પીર શાહબુદીન
૨૬ પીર સદરદીન
૨૭ પીર હુસન કબીરદીન
૨૮ પીર તાજદીન
૨૯ પીર પંન્ધીઆદ જવાંમરદ
૩૦ પીર હુએદર અલી
૩૧ પીર અલાઊદીન
૩૨ પીર કાસમશાહ
૩૩ પીર નસીર મહમદ
૩૪ પીર બાબા આગા હાશમશાહ
૩૫ પીર મહમદ જમાન
૩૬ પીર આગા અબ્જ

૩૭ પીર મેહેરાબ બેગ
૩૮ પીર અલી અકબર બેગ
૩૯ પીર આગા અલી અસગર બેગ
૪૦ પીર મીરજા શાહ હુસનઅલી
૪૧ પીર મીરજા શાહ કાસમઅલી
૪૨ પીર આગા શાહ અબુલ હસનઅલી
૪૩ પીર મીરજા મહમદ બાકર
૪૪ પીર સરકાર માતા સલામત
૪૫ પીર આગા શાહ હુસનઅલી
૪૬ પીર આગા અલીશાહ દાતાર
૪૭ પીર આગા શાહ ખલીલલ્લાહ
૪૮ પીર અબલ હુસન શાહ
૪૯ કુલ પીરેંજો પીર, મોલાના આગા સુલતાન મહમદ શાહ દાતાર, હાજર જામેજો ધણી

યા રબ, હકકે ઊન દો ગુલે ગુલશાને

બતુલ, બક્ષીએ મારા, બ ફાતેમા, દુખ-
તરે રસુલ

ધોઆ ગત પીરેંખે રસાઇણુજી વેનતી ખીસે અમર પુઠીઆ. શાહ, તાજે દરગાહમેં કબુલ કર, મોલાના આગા સુલતાન મહમદ શાહ દાતાર

==સીજધો દીજે==

---

## પાઠ ૧૨ તથા ૧૩.

### (૧૨)

ધોઆ દિઓ, ગતપીરેં, બારગુરેં, ઓલીઆ, અંબીઆ, સીંતેર સો સો હુસેની, એક લાખ ચોવીશ હજાર પએ-ઘંમબર, ગત જુમલેજે રૂએંખે રસાઇણુજી

વેનતી, બીસે અમર પુઠીઆ, શાહ, તોજે ધરગાહમેં કબુલ કર, મોલાના આગા સુલતાન મહમદ શાહ દાતાર.

==સીજધો દીજે==

પોએ ચોજે=તસબી કેહો "હજરત પંજતન પાક સાહેબેંજી" પોએ "પંજતન પાક જી તસબી કઢી,

==સીજધો દીજે==

પોએ ખએર નીઅથજી ધોઆ દીજે

---

## પાઠ ૧૪ મો

## ધોઆ નીઅત ખઇર

આકુબતજો ખઇર કરીએ. હિત માંથ ખએર કરીએ. ધીન ધુનીઆજો ખએર કરીએ. અઠ પોહોર, ચોસઠ ઘડીઉં,

ખએર સલામતીસે ગુજારીએં. વાટે, ઘાટે રાહ મુસાફરે, રાહીએ, ધરગાહીએ, પંજે ભાઇએ, અમર ધારીએ, એશક ધારીએ જુમલે જમાએથજો ખએર કરીએં આહ નબી, અઉલાદ અલીજો ખએર કરીએં યા અલી રખે જાલમ કનાં. યા અલી રખે શર શએતાન કનાં. યા અલી, રખે તીન કનાં, જુનીખે તોજી સાંજાએ ન આહે. યા અલી, તું ખએર કરીએ. ખએરજી વેનતી, ખીએ અમર પુઠીઆ શાહ તોજે ધરગાહુમેં કબુલ કર, મોલાના આગા સૂલતાન મહુમદ શાહ દાતાર.

==સીજધો દીજે==

સીજધેમેં હીઅ ચોણું.



# પાઠ ૧૫ તથા ૧૬
## સિજધો

૧ હિઓ સિજધો, અલ્લાહુ મરેહુઆ, અલી મહમદ ગત જુમલેજી મુશકીલ આસાન કરે,
૨ હિઓ સિજધો, અલાહુ મરેહુઆ, સાહેબ સતજો કાંગવો કબુલ કરે.
૩ હિઓ સિજધો, સાહેબ ગુરપીરજો બોલ કબુલ કરે.
૪ હિઓ સિજધો, ત સાહેબ રાહીએ ધરગાહીએખ ધર પોંચાએ, ધીધાર નશીબ કરે.
૫ હિઓ સિજધો, ત સાહેબ બારગુરજે અઉલાદકે સાંજાએ ડીએ.
૬ હિઓ સિજધો, ત સાહેબ અન પાણીજે બંડારમેં બરકત વીઝે.

૭ દિઆ સિજધો, ત સાહેબ કરજીઅન
તા કરજ લાએ, કરજીઅનજો કારસાજ
થીએ.
૮ દિઆ સિજધો, ત સાહેબ ધીનજા
ધુશમન ધફે કરે.
૯ દિઆ સિજધો, ત સાહેબ ઘરખાનેમેં
સરાઇઊં, ખુશાહાલીઊં, વધાયું કરે.
૧૦ દિઆ સિજધો, ત સાહેબ રાજાખે
રાજ દે; પ્રજાખે સુખ દે.
૧૧ દિઆ સિજધો, ત સાહેબ ગત જુમલે-
જીઊં મન ધુરીઊં મુરાધું હાસલ કરે
૧૨ દિઆ સિજધો, ત સાહેબ બંધીવા-
નેજા બંધ ખલાસ કરે.
૧૩ દિઆ સિજધો, ત સાહેબ સિગો
સવારી કરે, પ્રગટ થીએ.
૧૪ દિઆ સિજધો, ત સાહેબ મુશકીલ
આસાન કરે, ખએર પએધા કરે,

રખી વડે મોહુાધનજે આજાર કનાં.
૧૫ હિઆ સિજધો, અલાહુ મરેહુઆ, ત
અલી મહુમદ ગત જીમલેજી વેનતી
કબુલ કરે.

સીજધે મીંજા મથો ખણી, હી પડજે.

(૧૫)

હિઆ ખરે પેટાંધજી સાર, સંભાર, આછીનું, પાછીનું, ધમડી ધામ, સારે સરકારમેં હિજા. યાર અલાહુ મરેહુઆ, મોલા અલી મન ધુરીઊં મુરાધું હાસલ કનેઆ મોલાના આગા સુલતાન મહુમદ શાહ દાતાર ધીદાર નશીબ કનેઆં=

તસબી કઢો, શાહ ગરિબ મીરજા, ફેજલ કર, મોલાના અલી=

અલી અલાહુ

=સીજધો હીજે=

(૧૬)

તસબી કહો, આગા અલીશાહ દાતા-રજે ફરમાનજી.

=="યા અલી" ૧૪ વખત.

=="સલવાત" ૧૪ વખત.

==સીજધો દીજે==

પોએ, ખએર નીઅથજી ધોઆ દીજે.

---

## પાઠ ૧૭ મો

## ધોઆ નીઅથ ખએર

આકુબતજો 'ખએર કરીએ', યા અલી તું 'ખએર કરીએ', ખએરજી વેનતી, ખીસે અમર પુઠીઆ, શાહ, તોજે ધરગાહમેં કબુલ કર, મોલાના આગા સુલતાન મહમદ શાહ દાતાર

—સીજદો —

સીજદેમેં હીઅ ચોણું

યા શાહ,ભલી બતાઈએં, બુરી તજાઈએં હર દો હાથ તુમારે.

પોએ કલમું પડજે

---

## પાઠ ૧૮ મો

મધતે અલી, સફ્રાઅતે રસુલ, એતાયતે ખુદા, હજરત કબુલ. પીર સતગુર નુરની ફરીયાદ, પીર શમસ ચોટની ફરીયાદ, પીર સધરધીનની ફરિયાદ, પીર હસન કબીરધીનની ફરિયાદ, પીર અલી અસગર બેગની ફરીયાદ, પીર મીરજા મહમદ બાકરની ફરીયાદ, પીર સરકાર માતા સલામતની ફરીયાદ, પીર આગા શાહ ખલીલલ્લાહની ફરીયાદ, પીર અબલ

હસન શાહની ફરીયાદ, મોલાના આગા સુલતાન મહંમદ દાતાર પાસે ફરીયાદ, એણે કલમે કલમું પાક,

અશહદો, અન લા ઈલાહા, ઈલલ્લાહ
અશહદો, અન્ન મહમદ રસુલલ્લાહ
અશહદો, અન્ન અમીરલ મોઅમીનીન અલી સહી અલ્લાહ

"હએ ઝીન્દાહ"
"કાયમ પાયા"
"શાહ પીર પાયા"

અલ્લાહજો દીદાર, મહમદજી સફાયત મહમદ સફાયત કરશે, મોમન બેહેસ્તલહં-ધા, દીણા, [illegible]. આસવંતા, ઉતારે પાર કરીએ; યા આગા સુલતાન મહમદ શાહ દાતાર

==અન મરણ મોત હક==

દોઆ તમામ.

# પ્રકરણ ૪ થું.



## દુઆના શબ્દાર્થ



### પાઠ ૧ તથા ૨

દુઆ પઢો - બંદગી કરો

અલ્લાહ મરેહેમા - ખુદતાલા (તમારા ઊપર) રેહેમત કરે

હક નામ - ખુદાનું નામ

ગીનો - સ્મરણ કરો

ઈમાન - એકીન

સાંજાએ - હયા

દીનેયાં - બક્ષે

દુઆ - બંદગી

વેનતી - આજીજી
બીસે અમર પુઠીઆ - તારી સત્તાની રુએ
શાહ - હાજર ઇમામ
દરગાહ - હુજુર
મૌલા - ધણી
ના - અમારા
મઊલાના - અમારા ધણી
સીજદો - નમન

---

## પાઠ ૩ જો

તોબો -હું (મારાં પાપ માટે) તોબા કરૂં છું
સિર - માથું
તા - સુધી
પા - પગ
સિર તા પા - માથાથી તે પગ સુધી
બક્ષણહાર - માફી બક્ષનાર

દુઆ પરે – બંદગી કરે છે
પીરજો વચન – પીરે કહેલા
સચ્ચો – ખરેખર
વચન – કહેવું
સચ્ચો વચન – ખરેખર કહું છું
સુબહાન – પાક
અલ્લાહ – ખુદા
સુબ્હાન અલ્લાહ – ખુદા પાક છે
શુકરન – એહસાન માનું છું
લિ – વાસ્તે
અલ્લાહ ખુદા
શુકરન લિલ્લાહ – ખુદાનો એહસાન માનું છું
વ – અને
અલ હમ્દ – બધી તારીફ તથા વખાણ
લિ – વાસ્તે
અલ્લાહ – ખુદા
વલ હમ્દો લિલ્લાહ – અને બધાં વખાણ ખુદાનાં છે

વ – અને

લા – નથી

ઈલાહા – ખુદા.

ઈલ્લા – સિવાય

અલ્લાહ – ખુદા

વ લા ઈલાહા ઈલલ્લાહ – અને ખુદા
સિવાય બીજો ખુદા નથી

અલ્લાહ – ખુદા

અકબર – સઉથી મોટો

અલ્લાહો અકબર – ખુદા સઉથી મોટો છે.

લા – નથી

હોલ – શકિત

વ – અને

લા – નથી

કુવ્વત – સત્તા

ઈલ્લા – સિવાય

બે – સાથે

અલ્લાહ – ખુદા

વ લા હઉલ વ લા કુવ્વત ઇલ્લા બિલ્લાહ } અને ખુદા સિવાય કોઇને શકિત કે સતા નથી

અલી – અલી

અઝીમ – બુલંદ

અલીયુલ અઝીમ – અલી બુલંદ

રહીમ – દયાળુ

કરીમ – કૃપાળુ

રસીમ – રોજી આપનાર

હજરત – મહાન

બુઝરગ – મોટો

પાક – પવિત્ર

પરવરદીગાર – પાલણ કરનાર

દેહલમ દેશ – ઇરાન દેશમાં એક પરગણા-
નું નામ છે

માનખા વેશ – મનુષ્ય અવતારમાં

